# અર્પણ પત્રિકા.



મહેરબાન સોરઠ પ્રાંતના આસિસ્ટંટ પોલીટીકલ એજંટ કરનલ ડબલ્યુ સ્કોટ સાહેબ બાહાદુર.

આપ નામદાર જ્યારે ગોંડલ સ્વસ્થાનમાં આ· પોલીટીકલ એજંટના હોદ્દા ઉપર હતા, ત્યારે આપ સાહેબે વકીલ દામોદરદાસ દેવચંદને પુનર્લગ્નના કામમાં ઘણીજ મદદ કરી હતી. તેમજ હવે પછી બીજાં પુનર્લગ્ન કરનાર સ્ત્રી પુરૂષને મદદ કરવા આપે કબુલત આપેલી. આ આપના પારમાર્થીક કામને માટે વકીલ પોતે તથા સુધારાની ઇચ્છા રાખનાર સર્વે સ્ત્રી પુરૂષો આપનાં અત્યંત આભારી છે. આપના આ પારમાર્થીક કાર્યની યાદગીરી માટે આપનું નામ અમર રહે એવા હેતુથી આ લઘુ ગ્રંથ હું આપ સાહેબને માનપૂર્વક આપની પરવાનગીથી અર્પણ કરવા રજા લઉં છઉં.

કવિ જેસંગદાસ ત્રીકમદાસ.
ગ્રંથ કર્ત્તા.



To,

Colonel W. Scott,

Assistant Political Agent,

Incharge Sorath Prant.

Honoured Sir,

As a matter of great favour on Vakil Damodar Devchand, and an act of untold benevolence to the Hindoo community in general you assisted the said Vakil when he came forward and performed fist widow remarriage in this part and you have promised to assist other persons, following his example. In commemoration of all this the undersigned respectfully begs to dedicate this humble work with permission to your honour.

Jeshangdass Trikamdass,
author.

# પ્રસ્તાવના.

આ પુસ્તક રચવામાં વિષયનું જ્ઞાન જોઈએ. તેમને વકીલ દામોદરદાસ દેવચંદ તથા તેમના મિત્ર ધોરાજી તાલુકાસ્કુલ માસ્તર મયાશંકર ભોળાભાઇ એઓની તરફથી મને મળ્યુંછે.

સન ૧૮૮૨ ના અકટોબર માસમાં હું મારા વતન બાવળામાં લાઇબ્રેરીની માસીક સભા ભરાએલી તે વખત પુનર્લગ્ન સંબંધી ભાષણ આપતો હતો. ભાષણ આપી રહયા બાદ મારા તથા મારા મિત્ર પોષ્ટ માસ્તર કલ્યાણદાસ રણછોડદાસના મનમાં એમજ આવ્યું કે આવી તરેહથી ભાષણ કરવા કરતાં કોઇક પુનર્લગ્ન કરેલા પુરૂષનું વૃતાંત લખવું કે તેથી તે પુનર્લગ્ન કરનાર સ્ત્રી પુરૂષને પ્રથમ કેવાં દુઃખ પડયાં અને પુનર્લગ્ન કર્યા પછી કેવાં કેવાં સુખ મળ્યાં તેનો ખરેખરો ચિતાર આલમની આગળ ઉઘાડો થઈ શકે. તેમજ પુનર્લગ્ન કરવાની ઇચ્છા રાખનાર સ્ત્રી પુરૂષના મનનો એવો ગ્રંથ વાંચવાથી એક અચ્છો ધડો મળે. આ ઉપરથી એ વાત મારા મનને નિશ્ચય થઇ ગઇ. પરંતુ એવું વૃતાંત લખવાને માટે પુનર્લગ્ન કરેલો લાયક પુરૂષ જોઇએ, આને માટે મારી નજરમાં એ વખતે બે પુરૂષની યાદ આવી. એક તો મુંબાઈના શેઠ માધવદાસ રૂગનાથદાસ અને બીજા ધોરાજીના વકીલ દામોદરદાસ દેવચંદ. બાદ કેટલીએક વખત સુધી વિચાર કરતાં પેહેલા કરતાં બીજા પુરૂષનું વૃતાંત લખવું મને વિશેષ પસંદ પડયું. કારણ કે પ્રથમનો પુરૂષ બચપણથી સુખી હોઈ એકને એકજ સ્થિતિમાં અદ્યાપિ સુધી છે. પરંતુ આ બીજા પુરૂષને માટે તેમ નથી. તે બચપણથી ગરીબ હોઈ પૈસાને

માટે પરદેશમાં પુષ્કળ આથડી આખરે પાછા પોતાના વતનમાં આવ્યાં. અને વતનમાં આવ્યા બાદ કેટલોક અભ્યાસ કરી વકીલાતની સણુંદ મેળવી. અને નિર્ધનતામાંથી સાધારણપણામાં આવ્યા. ત્યારબાદ તેમણે પુનર્લગ્ન કર્યું. પુનર્લગ્ન કર્યા પછી પણ કેટલુંક દુઃખ પડયું, તે સૌ સહન કર્યું. તેમજ તેમની સાથે પુનર્લગ્ન કરનાર સ્ત્રી પણ બચપણથી એટલું બધું દુઃખ પામતી આવેલી છે કે કેટલીક વખત તો તેને પેટ ભરવાના પણ પુરા સાંસા પડતા હતા; અને તેને માટે ઠેર ઠેર ભટકાતી ફરતી હતી. છેવટે જ્યારે એ દુઃખ સહન ન થઇ શક્યું ત્યારે તેણે લોક લાજને અને બાપ દાદાની દુષ્ટ રૂઢીને કોરે મૂકી વકીલ સાથે પુનર્લગ્ન કર્યું. અને દુઃખ દવમાંથી બળતી ઉગરી. આ પ્રમાણે એકદમ અત્યંત દુઃખમાંથી પુનર્લગ્ન કરી સુખમાં આવેલાં સ્ત્રી પુરૂષના વૃતાંતથી વાંચનાર સજ્જનના મન ઉપર જેવી સરસ અસર થાય છે તેવી સરસ અસર સુખમાં ઉછરેલા શેઠ માધવદાસના વૃતાંતથી મળી શકે નહીં. આ ઉપરથી મેં એજ માસમાં દામોદરદાસને એક પત્ર લખી પૂછાવ્યું કે "તમે તમારી મૂળથી અદ્યાપિ સુધીની હકીકત મને બતાવી શકો એમ છે કે નહીં." આ ઉપરથી તેમણે તે બાબતની હા પાડી. અને મેં તુર્તજ આ ગ્રંથ લખવો શરૂ કર્યો. જ્યારથી ગ્રંથ લખવો શરૂ કર્યો. ત્યારથીજ વકીલની સાથે મારે ઘણું કરી હમેશ પત્ર વ્યવહાર ચાલુ થયો. પ્રથમ તો વકીલે પોતાની પાસે પોતાના વૃતાંતની પ્રથમથી લખેલી એક નાની ચોપડી હતી તે મોકલી અને ત્યાર બાદ બીજી હકીકત મોકલતા ગયા. મોકલેલી સઘળી હકીકતોના ખરાપણાને માટે મેં જાતે ઘણીજ તપાસ કરી, અને વળી તે બાબતના તેમને જુમેદાર

ઠરાવ્યા. એટલે હું એમણે આપેલી હકીકતને માટે નિઃસંશય થયો. સઘળી હકીકત જે પ્રમાણે બની છે તેજ પ્રમાણે આ ગ્રંથમાં દાખલ કરી છે. તેમાં કાંઈ પણ વધારો ઘટારો કર્યો નથી. સેહેજસાજ કોઇ કોઇ ઠેકાણે જ્યાં મેં ટીકા કરી છે ત્યાં કાંઈ વધારો ઘટારો થયો હશે. પરંતુ એથી એમના વૃતાંતમાં વધારો ઘટાડો થયો કહેવાય નહીં, તેમજ વૃત્તાંતમાં વધારો ઘટારો થવો પણ ન જોઇએ.

મૂળ બીનાને ક્રમમાં ગોઠવવી કાબેલ કલમદાર રસીક કરે એ કાંઇ ફેરફાર કર્યો કહેવાય નહીં. એમ તો અવશ્ય થવુંજ જોઇએ. એમ થએલું લખાણ સજીવ ગણાવું જોઇએ. ગ્રંથ લખવાના આરંભમાંજ મેં તેમના ફોટોગ્રાફ બાબત પૂછાવ્યું તે ઉપરથી પ્રથમ તેમણે લોકલાજથી કાંઇક ડરી જઇ પોતાની નાખુશી જણાવી. પરંતુ ફરીથી એ બાબત મેં એમને ખુલાસાથી લખી જણાવ્યું, ત્યારે તેમણે તે વાતની હા પાડી. એવામાં ઇશ્વર કૃપાથી એકાએક તેમને શેઠ માધવદાસની દીકરીનાં લગ્ન ઉપર મુંબાઇ જવું ઠર્યું. તેથી તેઓ ત્યાં જઈ પાછા આવતી વખત પોતાની ૪૦ અને પોતાની ધણીઆણી બાઈ માણેકની ૨૦ એવી રીતે એકંદર ૬૦ છબીઓ પડાવતા આવ્યા. ત્યાર પછી તેમણે કેટલેક દિવસે આ ગ્રંથની અર્પણ પત્રિકા માટે મને લખી મોકલ્યું કે, "હાલના સોરઠ પ્રાંતના આ૦ પોલીટીકાલ એજંટ મેજર ડબલ્યુ સ્કોટ સાહેબે મને પુનર્લગ્નના કામમાં ઘણી મદદ કરીછે, તેમજ હવેપછી નવાં પુનર્લગ્ન કરનારને માટે સ્ટેટ તરફથી મદદ આપવાબંદોબસ્તકર્યોછે, માટે એમનું ધ્યાન પુનર્લગ્ન કરાવી વિધવાઓને સુખી કરવા તરફ વિશેષ છે; માટે મારા ધારવા મુજબ આ ગ્રંથ એમને અર્પણ થાય તો ઘણું સારૂં. તેમજ વળી તે પંર-

દેશી હોઈ દેશીના સુખને માટે આટલી બધી ચિંતા રાખે છે. માટે અવશ્ય કરી ગ્રંથની અર્પણ પત્રિકા એમના નામનીજ થવી જોઇએ." આ ઉપરથી મેં વકીલને લખી જણાવ્યું કે આ બાબત મેજર સ્કોટ સાહેબની પરવાનગી જોઈએ. પરવાનગી વગર તેમના નામની અર્પણ પત્રિકા લખાયજ નહીં. તે ઉપરથી દામોદરદાસે સ્કોટ સાહેબને એ બાબત એક પત્ર લખી જવાબ મંગાવ્યો. અને તે જવાબની એક નકલ કરી મારા તરફ મોકલી દીધી. મને એ નકલ મળી કે તુર્તજ મેં તેને અથથી તે ઇતિ સુધી વાંચી જોઇ. તો તેમાં તે સાહેબે પોતાની પરીપૂર્ણ ખુશી જણાવેલી માલમ પડી. આ ઉપરથી મારા મનમાં એમજ આવ્યું કે હવે તો મહેરબાન સ્કોટ સાહેબના નામથીજ અર્પણ પત્રિકા લખવી. આ પહેલાં મારા મનમાં કોઇના પણ નામથી અર્પણ પત્રિકા ન આપવી એમ હતું. કારણ કે અમુક નામના ધણી કરતાં સાધારણ રીતે પુનર્લગ્ન કરનાર તમામ સ્ત્રી પુરૂષોના નામથી બાધાભારે અર્પણ પત્રિકા આપવી એ એક રીતે હાલના વખતમાં સુધારાને છાજતું છે. તોપણ પાછળથી વકીલના લખાણથી કેટલીકવાર વિચાર કરતાં વકીલના લખવા મુજબ કરવું એ પણ વ્યાજબી લાગ્યું. કારણ કે આપણા સ્વદેશીઓના સુખને માટે મોટા મોટા સ્વદેશી અમલદારો જ્યારે સુસ્ત થઈ બેઠા છે ત્યારે આવા એક પરમાર્થી પરદેશીને હાથથી આપણા સ્વદેશીઓનું ભલું થતું જોઈ સઘળાં સુધરેલાં સ્ત્રી પુરૂષના મનમાં આનંદની હેલી ઉઠવાની. આજ કારણથી મારૂં મન પણ વકીલના મત ભણી ખેંચાયું. અને એમ કરવું એજ મને વાસ્તવિક લાગ્યું. તે ઉપરથી તે પરગજુ સાહેબને આ ગ્રંથ અર્પણ કરી મેં યથાર્થ કર્યું છે.

આ ગ્રંથ તાબડતોબ તૈયાર કરવાથી ગુજરાતમાં આજ સુધીમાં જે જે સ્ત્રી પુરૂષોએ પુનર્લગ્ન કર્યા છે તે તમામના નામ આ ગ્રંથમાં દાખલ થઇ શક્યાં નથી. તો પણ મારો વિચાર છે કે એવા તમામ સ્ત્રી પુરૂષોની હકીકતનું એક એકઠું પુસ્તક કરવું. કે જેથી સઘળાઓના જાણવામાં આવે કે ફલાણી જ્ઞાતીનાં ફલાણા ફલાણા ગામમાં ફલાણાં ફલાણાં સ્ત્રી પુરૂષે પુનર્લગ્ન કર્યું છે, આવો ગ્રંથ પુનર્લગ્ન કરનાર અથવા કરેલા સ્ત્રી પુરૂષને અત્યંત ઉપયોગી છે. પુનર્લગ્ન કરવાથી જેમ ઘણાજ ફાયદા છે. તેમ પુનર્લગ્ન નહીં કરવાથી ઘણાજ ગેરફાયદા છે. પ્રથમ તો એ દુષ્ટ રીવાજથી દિવસે દિવસે પોતાની જ્ઞાતીનો એટલો બધો ક્ષય થતો જાય છે કે કાંઈ કસર નહિ. પછી જો તે મોટી જ્ઞાતી હોય તો તે ઝટ જણાઇ આવતું નથી, અને નાની હોયતો ઝટ જણાઈ આવે છે. મારાજ વતનમાં દીશાવાળ જ્ઞાતીના વાણીયા છે. તેમનામાં પુનર્લગ્નનો ચાલ નહીં હોવાથી છ છ સાત સાત હજાર રૂપૈઆ આપતાં પણ કન્યા મળી શકતી નથી. તેમાં વળી એક જણ તો બિચારો કન્યાને માટે મોં માગ્યા રૂપૈયા આપવા કબુલ થાય છે, પણ કોઇ કન્યા દેતું નથી. આ શું ઓછું દુઃખ છે.!!! આ સઘળાં પુનર્લગ્ન નહીં હોવાનાં પરિણામ છે. વળી મારાજ વતનમાંથી થોડા વરસ ઉપર એક વિધવા વાણીયણ વૈધવ્યપણું નહીં સહન થવાથી ભરૂચ જીલ્લામાં નાશી જઇ એક કણબી સાથે ૨ માંડી વટલાઈ રહી છે. તેમજ અત્રેની એક વિધવા બ્રાહ્મણી કોઇ ગોસાંઇને લેઇ જતી રહી છે. તો આ કરતાં ,નર્લગ્ન શું ખોટું ભાઈ!! વિધવાઓનાં આવાં આવાં દુઃખ જોઇ દયાળુ અકબર બાદશાહે પુનર્લગ્નનો ચાલ ચલાવ્યો હતો. તેમજ આપણી શાણી ઇંગ્રેજ સરકારે પણ

એ બાબત સન ૧૮૫૬માં એક આકટ ઠરાવ્યો છે. આ-ટલું છતાં પણ આપણા જ્ઞાત પટેલીઆઓ પોતાની અ-જ્ઞાનતાથી ઊંચી આંખ કરી જોતા નથી, એવા એવા મિ-થ્યાભિમાની નરોને આ ગ્રંથ અવસ્ય વાંચવો ઘટે છે. હ-જુ જ્યાં સુધી પુનર્લગ્નનો ચાલ પુર્ણ રીતે પ્રવર્ત્યો નથી ત્યાં સુધી તેમના મતના ઘણા જણ મળી આવશે. પરંતુ દિવસ જતાં જેમ જેમ કુધારો પાછળ પડી સુધારો પ્રદિપ્ત થતો જશે તેમ તેમ તેમનો મત નબળો પડી સુધારાનો મત પ્રબલ થતો જશે, અને જ્યારે એમ થશે ત્યારે હાલ-ના જ્ઞાત પટેલીઆઓના વંશજો પોતાના બાપ દાદાના ના-મથી લજવાતા જણાશે.

આગળનો સમય એવો હતો કે નાતના આગેવાન ગ્રહસ્થો જે જે કાંઇ સારૂં નઠારૂં કરતા તે ઇતિહાસમાં નોંધાતું નહિ; તેમના મરણની જોડે તેમનાં સારાં નરસાં કામો ઢંકાઈ જતાં. પણ હવે તો કાળ પલટાયો છે. હવે તો બધા મોટા બનાવ અને તે કરનારનાં સારાં નરસાં નામ નોંધાય છે. તથા તે ઉપર આવતા જમાનાના લોકના વખાણની કે ધિક્કારની છાપ પડે છે. તમને જે સારૂં નરસું લાગે તે વિશે સામા પક્ષના શા વિચાર છે. તે ધ્યાનમાં લેવાની જરૂર છે. આગળના વખતમાં ઇટાલી દેશના ગાલીલીઓને જેમ ધર્મગુરૂઓએ વિના કારણે જુલમ કરી ટીપ મરા-વી, તેમ આપણા દેશમાં હાલના વખતના ધર્મગુરૂઓ તથા નાત પટેલો જુલમ કરી ટીપ તો મારી શકતા નથી પરંતુ નાત બાહાર મૂકે. એ શું ઓછી જુલમની સજા છે. અને જેમ ગાલીલીઓને સજા કરનારાઓનો હાલ ધિ-ક્કાર અને ફજેતી થાય છે. તેમ આગળ પુનર્લગ્ન કરનારને નાત બાહાર મૂકનારનું આ દેશમાં પણ થશે. તેઓનાં